# "મનગમતી-મજાહ."

લખનાર:

જમશેદ મે. દારૂવાલા

અને

જહાંગીર ન. પુનાવાલા.



છપાવી પ્રસિદ્ધ કરનાર.—
જમશેદ મે. દારૂવાલા.
૧, હ્યુજીસ રોડ—મુંબઈ.

છાપનાર:—ગોવિન્દજી ડાહ્યાભાઈ નાયક.
છાપવાનું ઠેકાણું—શ્રી "અનાવિલ બંધુ" પ્રીન્ટીંગ પ્રેસ.
અમાનપુરી ભાગળ, બાજીવાળી પોળ—સુરત.

સને ૧૯૨૯. પ્રત ૧૦૦૦.

કિંમત બે આના.

# ફક્ત બે બોલ.



મહેરબાન વાંચકો,

આજ કેટલોક વખત થયા, હમો કેટલાક ચોપાન્યા-ઓમાં લખાણ કરીયે છીએ, અને તે હમારા લખાણોને એક ચોપડીના આકારમાં બાહાર પાડવાની હમારી ઇચ્છા હતી, અને તે પાક પરવરદેગારની મેહેરથી હમો આજે તેમાં ફતેહમંદ થયા છીએ, અને આ હમારૂ ચોપાન્યું પ્રીય વાંચકોને ગમસેચ એવી હમો આશા રાખ્યે છીએ, હમારી આ પહેલીજ કોશેસ છે, માટે ભુલ હોય તો દરગુજર કરવાની મેહેરબાની કરશોજી.

લી. નમ્ર સેવકો,

જમશેદ મે. દારૂવાલા.

અને

જહાંગીર ન. પુનાવાલા.

# " આખરે માનવીને એક દીન ચાલી જવાનું છે. "

૧

ખ્યાલ કર ઓ માનવી જ્યારથી તેં જન્મ લીધો,
શું શું દુઃખો વેઠી તને માતપીતાએ મોટો કીધો,
માટે તૈયાર થા ઓ બંદા તેમનું કરજ ફીટાડી દેવા,
પટક તારૂં બંદન ને કર તેમની સેવા,
યાદ રાખજે જે તું કરશે તે તારી સાથ આવવાનું છે,
આખરે માનવીને એક દીન ચાલી જવાનું છે.

૨

કરે જે કંઇ નેકી તે કરજે પુર ભરપુર,
સંભાલજે ન રહે તેમાં કાંઇ બી કસુર,
અગરજો સો તારી નેકી તેમાં કરશે એક બુરાઈ,
ખાતરીથી માનજે : ધોવાશે તારી સઘલી ભલાઇ,
માટે જાગ ઓ બંદા તને કચકંઈ કરવાનું છે,
આખરે માનવીને એક દીન ચાલી જવાનું છે,

આમીન ! આમીન !! આમીન !!!






## " ભાઇ કે કસાઈ. "




પ, બસ મને ૧૦૦) રૂપીઆ આપ."

"કદીપણ તે બનશેજ નહિ."

"આજનો છેલ્લો દીવસ છે હુ તને આપી દેવશ."

" હરામખોર, રેસમાં જવા એક અરધી પણ હુ આપશ નહિ, જા તારેથી થાઈ તે કર."

"વારૂ હુ જોઇ લેવશ કે કોણ ફાવે છે."

વાંચક આ ઉપલી વાતચીત મઝ ગામની એક ચેલીમા રેહતાં, ખુરશીદ અને રૂશતમ સાથે થાય છે. બંને ભાઇ બેહનાના માબાપ નાહપણથીજ ગુજરી જવાથી રૂશતમને રેસનો લખ લાગો હતો, અને તે છેલ્લી રેશની મીટીગ હોવાથી પોતાણી બેહન પાસે રૂપીયાં માંગે છે.

× × ×

અંધારી રાત છે, રૂથતમ દારૂથી તર થયેલો ઘેરમા લટર પટર થતો દાખલ થાય છે. અને પાછી ઉપલી પોતાણી બેહન પાસે માંગણી કરે છે.

"ખુરશીદ એ ગુસ્સાની અવેશમા રૂશતમને બે તમાચા મોઢા પર લગાવ્યા. આથી રૂશતમ ગરમ થઇ બેહને પોતાણી મા જણી બેહને ગાળઓથી વધાવી લીધી.

"હુ તારૂ ખુન કરશ. તું મને કોણ શીખામણ દેનાર."

રૂશતમ દારૂની નીશાનમાં બોલ્યો.

"ચંડાલ, તને શરમ નથી આવતી આવી ગાળ દેતા, 'હું કદી પણ તને આપનાર નથી. તને ૧૦૦) રૂપીઆ આપવા કરતા હુ મરવાનુ ભલુ ઇચ્છુ છુ. ખુદા મને હીમટ આપ. મારા ભાઈને માટે મને આજે મરવા સીવાઇ બીજો ઉપાય કાંઇ મારે માટે રહ્યો નથી." ખુરશીદ કલગીરીને બોલી.

"ચુપ, મુંગી મરી મર નહિ તો.........."

"અરે પાપી આ દુન્યામાં જીવવા કરતા મરવુ હુ વધારે પંસદ કેરૂ છુ. એક ખરી પરવરદેગારની અને માઝ દયસની દીકરી છુ, અને તેથીજ તને એક પૈઇ,હુ આપનાર નથી કોણનુ ભલુ થયુ છે કે તારૂં ભલુ થનાર છે." ખુરશીદ બોલી.

"પૈસા, પૈસા, પૈસાની આજે દુન્યા છે." રૂશતમ બોલ્યો.

"તારેથી જે થાઇ તે કરી લે, અરધી રાતે તને આંવુ ધીંગાણું કરતા સરમ નથી આવતી." ખુદશીદએ જવાબ આપ્યો. "લે ત્યારે આ પૈસાને ખાતર બદલો" આટલુ બોલી ધસારાબંધ રૂશતમ એક હીચકારા માફક ખુરશીદના આગ પર ધસી તેણીનુ ખુન કીધુ.

"ઓહ-રૂશતમ-અંતે તેં મારો જીવ લીધો-પકરો ઓહ રૂશતમ" આટલુ બોલી તે ભલી બેહન આ દુન્યામાથી ચાલતી થઈ.

રૂશતમ પણ મેડ બની ગયો અને પોતે પણ ગુસ્સાના અવેસમા આપઘાત કીધો. "વાંચક આવી રીતે વાર્તાના "હીરો" અને "હીરોઇન"નો અંત આવ્યો છે. "ધન્ય છે ખુરશીદની માતાને ; કે તેણી એ આવી સપુત દીકરીનો જનમ આપ્યો."

આમીન ! આમીન ।। આમીન ।।।



રાહદારીઃ—( ફરીયાદ કરતા) માંચજી તમારા દીકરાએ મારા દીલ પર પાણી નાખ્યું.

માંચજીઃ—મુંવા પાણી નહી નાખે તો શું દુધ નાખે દુધ તે આવા મોઅવારીના વખતમાં કયાંથી લાવે.

× × ×

માસ્તરઃ—રૂશી તુને હીશતરી આવડેચ કે ?

રૂશીઃ—હા સાહેબ ઘણી સરલ આવડેચ.

માસ્તરઃ—બોલ જોઉં ત્યારે, ઉલ્લે વીલીયમ કયારે જન્મેલો.

રૂશીઃ—સાહેબ, તે મને ખબર નથી.

માસ્તરઃ—ચાલ, વારૂ બોલ જોઉ એ કયાં જન્મેલો.

રૂશીઃ—સાહેબ, સુવાવડખાનામાં.

× × ×

માલેકઃ—નાટકના છેવટમાં તમોએ ઝેર પીવાનુ લખ્યુંચ તેને બદલે પીશતોલથી ઠાર થાયચ એમ લખો તો ઠીક.

લેખકઃ—વારૂ સાહેબ, પણ તેનું કંઈ કારણ.

માલેકઃ—કારણ કે છેવટ સુધી ઉંઘાઈ રહેલું લોક જાગતું થઈને ઘેરે જાય.

× × ×

દીકરોઃ—માંયજી આજે મને કલાસમાંથી પાવલી મલી જે મે નહી રાખમા માસ્તરને સ્વાધીન કીધી.

માંયઃ—મરૂરે મરૂ મારો કેવો ઇમાનદાર દીકરો.

દીકરોઃ—અરે ઇમાનદાર સાનો, પાવલી તદ્દન ખોટી હતી તેથી આપી, બાકી કોણ આપતે.

× × ×

# અનુભવી જહવેરી.

જેંહાગીર જંગબારી જહવેરીની દુકાને જઇ બોલ્યો. એક બાનુનો હાથ શોભી રહે એવો દાગીનો મને જોઇએ છે.

જહવેરીઃ—બાનુ પરણેલી છે કે કુંવારી ?

જેંહાંગીરઃ—છે તો પરણેલી, પણ કુંવારી કરતા વધારે ઉફ્નાઇ અકરી કત ઠરી મરી જાયચ.

જહવેરીઃ—ત્યારે તો હું ધારૂંચ તેણીને માટે એકજ દાગીનો છે કે જેનાથી તેણીનો હાથ શોભી રહે? પણ તે મારે ત્યાં મલી નહિ શકશે.

જેંહાંગીરઃ—તે વલી શુ બા ?

જહવેરીઃ—એક આસુ હું બચ્ચું એક ગોલ ગોલ ગોરો ગહનામદાર એક બાનુનો હાથ શોભાવનાર સઉથી ઉતમ દાગીનો તેનું નાનું બચ્ચુજ છે, કે જે પોતાની માતાનો હાથ શોભાવે છે.

જેંહાંગીરઃ—ભાઈ, આ વાત મારી સુનાને આવીને કેહશો તો બહુ ઉપકાર થશેજી. ચાલોની ટેક્ષીનું ભાડું પણ હુંજ ચુકવીશ.

× × × × ×

# તમને શું વાહલુ ?

ગાયને વાહલુ ઘાસ, પોપટને વાહલું મરચું;
બીમારને વાહલી છાસ, માતને વાહલું બચ્ચું;
દોરાને વાહલી સોય, ઘેરવાળાને વાહલું ઘર;
શેઠયાને વાહલો બોય, બઇરીને વાહલો વર;
છોકરાને વાહલી મસ્તી, ધોબીને વાહલાં કપડા;
સદરાને વાહલી કસ્તી, સુથારને વાહલા લાંકડાં;
ઘડીઆલને વાહલા કાટા, મહીને વાહલો ખરીઓ;
નીખ્યાને વાહલા દાટાં, બોરને વાહલો ઠરીઓ;
ઘોડાને વાહલી નાલ, સીંહને વાહલું જંગલ;
માછીને વાહલી જાલ, ખેડુતને વાહલું હલ;
મોજાને વાહલા બુત, ખાધરાને વાહલી ભુખ;
પાપીને વાહલો ભુત, માણસને વાહલું સુખ;
ચુનાને વાહલું પાન, જાંગલાને વાહલા તાઇ;
ધર્મીને વાહલું દાન, ભીખારીને વાહલી પાઇ;
હજામને વાહલી દાહરી, માટીડાને વાહલી ચાકરી;
ઘાટાને વાહલી ભાખરી, બુઢાને વાહલી લાકરી;
બંદુકને વાહલી ગોલી, લેખકને વાહલા લખાણ;
બચાને વાહલી દોલી, મોટાને વાહલુ માન;
પારસીને વાહલા પપેટી, હીન્દુને વાહલી દિવાલી;
બચ્ચાને વાહલી લખોટી, ગાનારને વાહલી કવાલી;

# માસ્તરનો માસ્તર.

માસ્તર એટીકેટ રીતભાત, સભ્યતા શું ચીજ છે તે માટે છોકરાંઓને સમજ આપવાના ઇરાદાથી કલાસમાના એક છોકરા પેશીને બોલાવી સવાલ કીધો.

માસ્તરઃ—એમ ધાર કે હું એક ટ્રામમાં જઇ બેઠો, તે ટ્રામ તદ્દન ચીકાર ભરેલી છે, તેવામાં એક બાઇ ટ્રામ ઉપર ચઢી મારી સીટની બાજુમાં આવી ઉભી તો તે વખતે મારે શું કરવુ જોઇએ ?

પેશીઃ—સાહેબ, તે તો બાઈની ઉમર ઉપર આધાર છે. જવાન હોય તો અલબતાં ઉઠી જગ્યા આપવી જોઇએ, અને કોઇ બુઢી ડોકરી હોય તો તેને ઉતારી પાડવા ઘંતી મારી ટ્રામ ઉભી રાખવી જોઈએ. ( પેશી માર ખાતો અરધો થઈ ગયો.)

× × ×

હીલ્લાઃ—જ્યારે ફ્રરામએ તારા હાથની માંગણી કીધી, ત્યારે તે તારા ગુઠણ આગલ પડેલો કે ! શીરીન !

શીરીનઃ—નહિ ! તે વખતે હું એના ખોળા પર બેઠેલી !

× × ×

મમદુ મવાલીઃ—કયું કાકા વાલપાપડી કીદીર જાતા હય ?

કાકા વાલપાપડીઃ—મય તો બીબી કે વાસ્તે દારૂ લેનેકુ જાતા હું.

મમદુ મવાલીઃ—અરે, જબ તેરે પેટમે બીબી હોયગીહં ?

× × ×

હોમીઃ—( મરણના બીછાને ) ઓહ, તેહમી, મારૂં આવી બનયુ–તેહમી–તું–મારી–આગલ આવ–ઓહ–મને ભેટ.... ઓહ

તેહમીઃ—( પોંગ કરતી ) તુ મરતો હોય તો જલદી મર કે પાસેના ફરામ સાથે સાર ચોખા છંનતાંઉ ( ધણી ઉપર ધણીઆણીનો માયાલુ જીવ જોયો કે ? )

× × ×

માણેકબાઈઃ—આલાં તુ કેવો વર લાવવાની છે ?

આલાંઃ—આંખ વીચી મારી ઉપર ભરોસો રાખી પરણી જાય તેવા સાથ પરણવાનું વધારે પસંદ હું કરૂં છું ?

માણેકબાઈઃ—ઓહ આઇ મીન ? આય સી થેન ? ત્યારે તો તેવા વર ઘણાબી મલી શકશે હં ?

આલાંઃ—ક્યાંથી મલે ? It is impossible, એવા વર મલવા ઘણા મુશકેલ છે.

માણેકબાઈઃ—કાંઇ આંધરાં લુલાંની હોસપીટલમાં જાની આંખ વીચી જોયા વગર તુને પરણે એવા ઘણા વર મલી જશે.

× × × × ×

 

# "રમુજી ઉખ્યાણા."

પગ છે મારા ચાર;
નથી જનાવર હું યાર,
નરનારીને આપું આરામ,
કહો તમે શું મારૂં નામ.

(ખુરસી)

જવાન પીયે બુઢા પીયે પીયે સઉ કોઇ,
હુ નહી હોવું તો દુન્યા જાન દેય ખોઈ.

(પાણી)

આખો દહાડો કરૂ ઉઠવેટ;
ઘાસ ખાઇ ભરૂ હું પેટ.
કોઇ મારે પગલે બને માલદાર;
તો કોઈ થાય ખસ્તે ખુવાર.

(ઘોડો)

ધમ ધમ કરી હમેશ આઉ;
અરધુ ગામ ઘસડી લાઉ.

(સ્ટીમર)

હીન્દુ મને અતી આપે આવકાર;
પારસી જાંગલા આપે ધીક્કાર.

શરીર શોભાઉ સાડા બે વાર;
કહો કોણુ હું સમજી સાર.

( ધોતીયું )

બાર માસ હું લાગુ વહાલુ;
તેરમે માસે કરૂ મોઢું કાલું.

( કેલેન્ડર )

ફરૂ હરૂ પણ જીવ નહી;
પીવુ પણ કદી ખાઉ નહી.
પગ પણ માણુસ નહી;
આંખ પણ જોઉ નહી.

( મોટર )

---

માજીસ્ટ્રેટ:—( ફરયાદી મીસ ગુલાને ) પેલા બદમાસ ફોરગા શોરાબએ તમુને કીસ કીધેલી ?

મીસ ગુંલા:—કોણુ જાણે જેવી એણે કીસ કીધી, તેવીજ હું બેસુધ થઇ ગઇ હતી.

× × ×

દીકરો:—( રસ્તામા બાવાને ) બાવાજી તમે પાસેની ગુંલા સાથે લવ કરોચ તયારે મમાનુ પાકીને પોરો થાય છે હું ?

બાવાજીઃ—ચુપ મુંગો રે, વરી ફ્રાસ્ત જાયચ કે નથી બોલ્તો ત્યારે કેની ?

દીકરોઃ—પણ બાવાજી, હું કાં ફ્રાસ્ત ચાલુ છુ, તમે તો ઉલતા "પંજાબમેલ"ની માફ્ક ચાલોચ.

× × ×

કાવસઃ— શેહરાં હુ જયારે સવારના ઉઠુંચ ત્યારે સઉથી પેહલો તારો મને વીચાર આવેચ, સ્વીતી.

શેહરાઃ—એમ તો ઉપરનો કેકીબી એમજ કહે છે.

કાવસઃ—પણ હુ તો કેકી કરતા ત્રણ કલાક અગાઉ સ્વારે ઉઠુંચ, ડીપરી (લવ જોયો કે)

× × ×

જમશુ જેનટલીમેનઃ—ખરશેદજી ખરણુચ હુ તમારી દીકરી પેરીનનો હાથનો ઉમેદવાર છુ.

ખરશેદજી ખરણુચઃ—બા તમારી લાયકાત છુ.

જમશુ જેનટલીમેનઃ—હવે લાયકાતને ફ્રાયકાતની વાત રહેવા દેવોની બાવા તમે પરણુયા ત્યારે તમારી લાયકાત શું ? તમારો બાપ સુથાર, ને માય મારા બપાવાને ત્યાં રોતલી કરવા આવતી હતી.

(ખરશેદજીએ વધુ સવાલ પુછવાનું માંડવાલ કરી, ચૂપચાપ પોતાની પોરીને જમશુ સાથ પરણાવી આપી.)

× × ×

# જાહેર ખબરની અસર.



ચરાપતીના મોહલામાં આવેલી કમબખત બીલડીગમાં કાવસજી કમઅકલ નામે એક શેઠયા રહેતા હતા તેવણ પૈસે પુર હતા, પણ જીવના તો એવા મોટા હતા એટલે જયાં રૂપીઓ ખરચવાનો હોય ત્યાં દોરયું ખરચતા, તેવણ ૬૦ વરસના એક ભર જવાન (?) શેઠયા હતા, અને બીચારા બહુ વીસરાઉ ( તમારૂ ને મારૂ ખાઇ જાય તેવા ) હતા તેવણ પૈસે પુર હતા તો પણ નોકરી કરતા હતા, કારણ તેવણ પાસે પૈસા હજુ ન ઓછા હતા તેમાં ઉમેરો કરવા માગતા હતા, તેવણે કોઇને ત્યાં ધામો નાખવાની બહુ બુરી તેવ હતી, (પણ કોઇ દાહડે પોતે કોઇને બોલવતા હતા નહી) અને અધુરામાં પુરૂ તેવણે દારૂની પણ આદત હતી.

પ્રીય વાંચક કાવસજીની આટલી ઓલખાણ આપણે બસ થશે.

દરરોજની માફક એક દાહડો કાવસજી સાંજે ચોર બજારમાં વોક લેતા હતા ત્યારે તેવણે કોઇને સસ્તામાં ઘડીઆલ વેચતો જોયો. તરતજ કાવસજી તેની આગલ દોડયા, અને ચાર ઘડીઆલ સસ્તામાં વેચાતા લીધા, તે

લઈ તેવણુ જ્યારે ઘેરે આવતામા ત્યારે રસ્તામાં તેવણુનો એક દોસ્તાર મલ્યો.

"સાહેબજી કાવસજી કેમ કહયાં ચાલ્યા," "ઘેરે" કાવસજી બોલ્યા.

"ઘેરે જવાનુ કામ નથી આજે તમે મારી સાથે મારા ઘેરે આવો કારણુ આજે મારા નાહલા દીકરાનું વરસ છે" પેલા દોસ્તારે કહ્યું.

જેવું કાવસજીને જોઇએ તેવુજ મલ્યું એટલે કાવસજીએ ખુશીથી હા કહ્યું, અને બંને જણુ ઘેરે જવાનો રસ્તો લીધો.

કાવસજીએ જતાને વારજ દારૂ સાથે અસનઇ કરવા માંડી, તે ખાધું ત્યાં બેર, કાવસજી અંઠગ પીનાર હતા પણુ આજે તો તેવણે દરરોજ કરતા એક બાટલી વધારે પીધો, કાવસજી તેવણે શું કીધું તે બરાબર સમજી ગયેલા હોવાથી સર્વેને:સાહેબજી કીધી અને ત્યાંથી વંજો માપી ગયા.

લઠર પઠર કરતા તેવણુ ઘેરે આવી પુગા અને પેલા ચાર ઘડીઆલ કબટમાં નાખી ગોટલો લીધો.

બીજી સવારે તેવણુ લેટ ઉઠયા કારણુ તેવણે હજુન દારૂ ઉતરયો હતો નહી. અને જલદી જલદી તેયાર થઇ ઓફીસ જવા નીકલ્યા, કબાટ ઉગાડી જોયચ તો શું ? અફસોસ ? અફસોસ ? ચારમાનુ એક ઘડીઆલ ગુમ, તરતજ

તેવણે આખુ ઘેર ઉઠુચત્તુ કરી બારરૂમ, ગોડાઉન, ધોલ્યા નીચે જોયુ, પણ અફસોસ ઘડીઆલ તો મલેજ નહી.

ઉપલા બનાવથી તેવણ નાશીપાસ થઈ ગયા અને દારૂ પાનારને ગાલો દેવા માંડી, પણ તેટલા તેવણે એક વીચાર સુજ્યો કે લાવ "મનગમતી મજાહ"માં જાહેર ખબર આપુ કદાચ નશીબમાં હશે તો મારૂ હલાલનું ઘડીઆલ મને પાછુ મલી જશે, આવા વીચારથી તેવણે નીચે મુંજબ જાહેર ખબર આપી:—

"ખોવાયુ છે એક ઘડીઆલ જો કે મારા સારે નશીબે બીજા ત્રણ ઘડીઆલો સહીસલામત છે, પત્તો લાવી આપ-નારને ઇનામ આપવામાં આવશે."

ઉપલી જાહેર ખબર આપવાથી શું થયું તે જાણોચ કે ? બાહરવને પેલા ત્રણ ઘડીઆલો પણ, કબાટમાંથી ગુમ થઇ ગયા, કારણ જે માણુસે પેલુ એક ઘડીઆલ ચોરયું હતું, તેના વાંચવામાં ઉપલી જાહેર ખબર આવી, અને ઉપલી જાહેર ખબરમાં લખ્યું હતુ કે ત્રણ ઘડીઆલ સહી સલામત છે તે ગુમ કરી ગયો.

આખરે કાવસજી ચાર ઘડીઆલ તેમજ જાહેર ખબરના પૈસા ગયા તે માટે બલાપો કરતા બેઠા.

તે!—"ઓહાબઅસ" નાટકની બે ટીકીટ આવેલી છે.

તેણી!-વાહ! ત્યારે મજાહ પડશે, હું કપડા બદલવા જાઉં કે?

તે!—હા, ડીયર, જલદી કર, ટીકીટ આવતી કાલની છે હુંઅઃ ( જાણનાર ધણી )

× × ×

મમા—દીકરા નોશીર તું તારા મમા પપાને માન આપતાં શીખશે તો આગલ ચાલતાં સુખી થશે.

નોશીર!—પણ મમા, પપાજી તો એમ કેહતા તા કે એવાં બુરાં લોકોની સંગત કરચે નહિ?

× × ×

માસ્તર—જાલ દુનીયામા કેટલા ખંડ છે.

જાલ—સાહેબ, ત્રણ.

માસ્તર—બોલ જોઉ.

જાલ—હોખંડ, પાખંડ, અને શીખંડ.

× × ×

એક—હોસ્પીટલનો બીમાર એટલે શું?

બીજો—નવા શીખાવુ ડાકતરો માટે રમવાનાં રમકડાં.

× × ×

શોલી:—હીલ્લા, લે આ એંગેજમેંત રીંગ.

હીલ્લા:—વહાલા, એ ગોલ કાંઇ છે?

શોલી!:—જેમ તારાં પ્યારની શરૂઆત નથી, તેમ મારા પ્યારનો અંત નથી. માટેજ હું આ ગોલ રીંગ લાવ્યો છું.

× × ×

મેહતાજી:—(અહીને) અલ્યા તું હમેશનો ઓમ ઢાંડા બોથ જેવો રહિ ગયો, ઘરે કાંઇ વાંચે છે કે ?

અહી:—હાજી, બરાબર વાંચુ છુ સાહેબ,

મહેતાજી:—શું તારૂ કપપાલ.

અહી:—નહિ સાહેબ "મન ગમતી મજાહ."

× × ×

દીકરો:—(દાંતના ડાકટરને ત્યાંથી આવીને) માયજી ડાકટરને ત્યાં હું બીલકુલ રડયો નહી.

માયજી:—મરૂરે મરૂ મારો ઘણોજ ડાહયો દીકરો. પણ દીકરા દુખતો દાત ડાકટરે પારયો કેની ?

દીકરો:—નહી માંયજી દવાખાનામાં ડાકટર હતાજ નહી.

× × ×

માસ્તર:—જોવ છોકરાઓ તમુને કોઇ દહાડો કોઇ તમાચો મારે તો તમે તેને પાછો મારતા નાં, હવે સોલી બોલ તુંને કોઇ તમાચો મારે તો તું શું કરે ?

સોલી:—સાહેબ તમે પાછો તમાચો મારવા ના કહેવોચ તે હવેથી હું લાત મારશ.

× × ×

# નાટકમાં નાટક.

ગામમથી આવેલા આલીકુઇ દીવાલીને દાહડે પહેલ વહેલા નાટક જોવા ગયા. નાટકના એક સીનમાં એવુ દેખાડયું કે કેટલાક ચોરો એક સાહુકારના ઘેરમાં દાખલ થઇ તેની તીજોરી ફોડે છે, એ સીન જોતા સાથે આલીપુઇ મોટે સાદે બખાલી ઉઠયાં "મુવાઓ આજે સારો સપરને દાહડે પણ તમે લોકો ચોરી કરી મરોચ, બરીઓ તમારા લોકનો અવતાર."

(નાટકમાં હસાહસ.)

× × ×

પેસી:—રૂશી કેમ આજે દલગીર કાંય.

રૂશી:—મને જોતીશે કહયું કે મારી બઇરી થોડા દાહડામાં મરી જશે.

પેસી:—( સધીઆરો આપતા ) પણ જોતીશો કંઇ ખરૂ કહેતા નથી.

રૂશી:—હું તે જાણું ચને તેથીજ દલગીર છુ.

( ધણીઆણી કેવી હશે.)

× × ×

# "રમુજી ઉખ્યાણા."

ગરમીના દીવસમાં મને સરવે જણ કરે યાદ,
પણ ઠંડીના દીવસમાં મારી કોઈ ન લેય દાદ.

(પંખો)

માસ્તરોને હું બહુ ફાકલી લાગુ;
પણ છોકરાઓને અંકારી લાગુ.

(નેતર)

આખો દાહડો વેઠ કરી, બોજો ઉચકું મણ ભાર;
તો પણ હુ હમેશ ખાઉ છું ધણીનો માર.

(બળદ)

રમત ગમત ને મારામારીમાં હું લાગું કામ;
ત્રણ છે મારા અક્ષર કહો શું મારૂં નામ.

(મેદાન)

હું છું નારી જાતી અને રંગે કારી;
તો પણ હું લાગુ છુ સરવને પ્યારી,

(છત્રી)

× × × ×

માસ્તર—(નોકર વીશે સમજાવતા) બોલ સોહરાબ ગુલામ એટલે શું?

સોહરાબ—સાહેબ રમવાનું એક પાનું,

× × × ×

# "વેપારમાં વધવાના નીયમો."

તમારૂ દરેક કામ ઘણીજ સંભાળથી હોંસથી સો વાર વીચાર કરીને કરજો. હમેશ આગલ ને આગલ વધવાની કોશેશ કરજો. જોખમની વખતે સબુરીથી કામ કરજો. જીંદગીની લડાઈમાં હીંમતવાન બનજો. કદી જુઠુ બોલતા ના નઠારા માણસો સથ કદી પણ ઓલખાણ પાડશો ના. તમો જેટલું જાણો છો તેનાથી વધારે તે ધરાવો છો. એવુ તમે કદી અભીમાન કારણ કરતાં ના. તમારૂં કરજ જલદીથી ફીટાડી નાખજો. ખરે માર્ગે તમારો પૈસો કેમ વાપરવો, તે શીખજો. કેફી વસ્તુથી દુર નાહુસજો. તમારો વખત સારી રીતે ગાલજો. તમારા નસીબ પર કદી પણ ભરોસો રાખતા ના, દરેક જણ સાથ સભ્યતાથી વરતજો. કદી પણ હીંમત ખોતા ના મુશકેલીમા આવી પડો ત્યારે ઝેર ખાઇ જીંદગીનો અંત લાવવો એ સઉથી ખરાબમાં ખરાબ પગલુ છે, સેવતે તમે મેહનતથી કામ કરો, અને ખચીતજ તેમા તમોને ખુદા ફતેહમંદ બનાવશે.

× × × ×

# "શીખામણનો સમુહ."

પ્રાણી તરફ દયા, વડીલને માન અને બૂઢા તરફ ચાહ બતાવવામાં માણુસની મોટાઈ છે. લોભ, લાલચને ઠોકડે મારવી. બદગોઇ, બેવફાઇ, અને ઘાતકીપણુ ધીકકારો દૌલત કાંઇ લઇ જનાર નથી. દુખ, મરણ, અને શોક (દીલગીરી) કોઇ માટે થોભતું નથી. ઠઠા મશકેરી ને ખુશા-મતથી ચેટીને ચાલવું. ખરી મરદાનગીરી, વફાંદારી, અને ભલાઈ સંગત મુશ્કેલ છે, ભકિત, પ્રેમ, અને શાંતી માટે પ્રાર્થના કરો.

× × × ×

રાહદારી—તમારા છોકરાએ મને પથરો મારયો.

માયજી—પણ તે પથરો તમુને લાગો.

રાહદારી—નહીજી.

માયજી—ત્યારે એને નહી મારયો હશે એ તો મારે તો માંથુજ ફોડી નાખે.

× × × ×

રૂશી—માહરા બાવા મને કોઇ દીવસ ધમકાવતા નથી.

જસી—ત્યારે તારા બાવા ગરીબ હોશે ?

રૂશી—અરે નહીરે, ધમકાવતા નથી પણ હમેશ નેતરથીજ વાત કરેચ.

# સેલમાં શાહદી.



દોરાબજી હુમસયા પઈસે સુખી પણ કંજુસ હતા. તેવણ પોતાના ધણીઆણી તેમજ એક પુત્રી દોલત સાથે ગોવાલ્યા ટેંક ઉપર રહેતા. દોલત (૧૯) વરસની ખુબસુરત ને એચકી કુમારીકા હતી તેણી અવારનવાર દોરાબજીને પતાવી સમજાવીને કાંઇ કાંઇ બાહાને પઇસા ઓકાવ્યા કરતી હતી દોરાબજીને તેણીની આ આદત બીલકુલ પસંદ હતી નહી દોલતને વાંચવાનો ઘણો શોખ હોવાથી તેણી ઘડી ઘડી પોતાના પપાને કોઇ પણ પેપરના ઘરાક થવાને કાલાવાલા કરતી હતી પણ તેવણે ધારયું કે પેપરોમાં અવર નવર સેલોની જાહેર ખબર આવે છે તે જો દોલતના વાંચવામાં આવશે તો દોલત હાલમાં જેટલા પઇસા ઓકાવેરા તેથી વધુ પઈસા ઓકાવશે.

'પપા દીયર જોવની પાસેના દીનબાઇને ત્યાં "જામે" "કયસર" એવા કેટલા પેપરો આવેચ તમો કહો તો દીનબાઇને ત્યાંથી મંગાવીને વાંચુ ?"

"નહી દીકરી બીજાઓને ત્યાંથી મંગાવીને નહી વાચ્યે એક તો છોકરીઓનાં ભેજાં નાહાં ને તેમાં વાંચ વાંચ કરે તો જલદીથી આગરી ચસકી જાય ?"

"પણ પપાજી દીનબાઈ તો વરસોથી વાંચેચ તે તેવણની તો આગરી ચસકી નહી જતી ?"

હવે તેવણ શું જવાબ આપે ?

એક સાંજે દોલત કોલાબે વોક લેતી હતી ત્યારે તેણીની ચહી દીનબાઇ મલી, થોડો વાર બેઉ જણે ટાહેલા તપ્પા ચલાવ્યા પછી દીનબાઇએ પુછ્યુ "કેમ, પપેતી માટે શું ખરીદયું ?" દોલત તો મોઢું જોતીજ ઉભી રહી, "ઉહું કંઈબી નહી ?"

કેમ પછી કયારે ખરીદવાની છે ? ઇસાઅલીને ત્યાં સેલ ધમકુકાર ચાલુ છે ને ?

"પણ દીનબાઇ સેલ તો હજુ ન ચાલુ રહેસે કેની ?" ચાંઇ પડી જતાં દોલતે પુછયું.

"અરે સેલ તો રવીવારે બંધ થવાનું છે, પણ સેલવાલાએ કહેલી તારીખે કયાં બંધ કરેછ ? એટલે તારા હાથમાં

હજુર ચાર પાંચ દીવસ છે? તારા પપાને સમજાવીને કંઇ પણ લેજે.

બીજી સવારે દોલતે પોતાના પપાજીને પુછ્યું "પપાજી હું સેલમાં જાઉ કે?"

પપાજીએ દોલતને સાફ ના પાડી.

"સેલમાં કાંય નહી જાંઉ? મેં તો મારી સહીને કહ્યુંચ કે મારા પપા હાજ કેહશે ને હું તુંને કાગલ લખી જણાવશ તે દહાડે મને સેલમાં મલજે."

પપાએ મોહ કુમલાવ્યું અને સેલમાં જવાના ગેરફાયદા ઉપર ઉપર એક નાનુ લેકચર આપ્યું, અને પછી જીવ પર જોરાવરીએ કહ્યું.

"લે આય દશ રૂપ્યા."

"દશ રૂપ્યામાં તે શું આવશે પપાજી" દોલત બોલી.

"દશ રૂપ્યામાં તો છ સાત દીવસની બજાર થાય, દીકરા."

"જાવોબા? હવે થોડા રૂપ્યા વધારે આપોની?"

"લે આય બીજા દશ રૂપ્યા ને જજે—બસ હવે?"

દોલત હવે સેલમાં ગઇ જ્યાં તેણીના કહેવા મુજબ દીનબાઇ ઉભા હતા.

બંનેને માલ ખરીદતાં લગભગ છ વાગયા તેથી બંનેએ વીચાર કીધો કે મોડું થયલું હોવાથી, એક ટેક્ષી કરી લઇએ, આવા વીચારથી એક ટેક્ષી બોલાવી.

બોલ બોલતામાં તે ટેક્ષી ગોવાલ્યા ટેંક પર જવાને બદલે વરલીના નવરે રસ્તે નીકલી ગઇ, અંજાણ્યા રસ્તાઓ જોઇ તેણીઓએ ગભરઇને બુમો પાડી. રસ્તે જતાં એક પારસીના છોકરાએ આ બુમો સાંભલી. નશીબ સંજોગે એજ હકોકત ઘડીએ રસ્તો સમરાતો હોવાથી તે રસ્તો બંધ હોવાનું બોર્ડ વંચાયુ એટલે મોટર થોભાવવીજ પડી.

થોભેલી મોટર આગલ તેજ પલે પેલો જવાન પારસી બીજા બે રાહદારીઓની મદદ સાથ ત્યાં આવી લાગ્યો, તરતજ બંન્ને બાઇઓને ટેક્ષીમાંથી ઉતારી ટેક્ષીવાલાને પોલીશને સ્વાધીન કીધો.

દોલતને દીનબાઇ તે પારસીનો ઉપકાર માનવા લાગ્યાં ને પછી કહ્યું કે "જો આજે તમે વખતસર ન હોતે તો હમો બેઉ જણની આબરૂ લુટાતે"

પછી દોવતે તેવણનું નામ ઠામ પુછ્યું, તેવણે પોતાનું નામ દારબશા કહ્યું, "હું ખેતવાડી ૧૪ મી ગલીમાં રહું છું," દારબશા દોલતને ઓલખતા હતા ને તે કયાં રહે છે તે પણ જાણતા હતા, તેથી તેવણે દોલત પાસે સરનામું

આવ્યું નહી, દોલતે પોનાના પપાજીને મળવા કાલે દારબને બોલાવ્યા ને તેવણે ખુશીથી હા, કહ્યું.

તેઓ ઘરે પુગા પછી બુઢાજીએ કહ્યું "જો તુ મારૂં કહ્યું માની સેલમાં નહી જતે તો કહોબી આવો બનાવ બનતે નહી" બીજે દીને દારબ દોલતને ત્યાં મલવા આવ્યો દોલતે પોતાના પપા, સાથે ઇન્ત્રોડયુઝ કરાવ્યો, પપાએ જેવો જોઈએ તેઓ કાલના બનાવ માટે ગરમાં ગરમ ઉપકાર માનવાને બદલે ઠંડો આવકાર આપ્યો, પણ દોલતે તો કલાકેક તેવણીજ સાથ વાતો કીધી, ટુંકમાં દોલત તેવણે ચાહે છે, જે વીશે તેણીએ પોતાના પપાને કહ્યું, પણ પપાજીએ તો એક અઘોર ડોસાભાઇને પોતાની સાથ વહાદી કરવા માટે નકકી કરી રાખ્યો હતો. તેથી તેવણુ ઝીછણી પડયા અને દોલત માને એમ નહીં લાગતું જોઇને ડોસાભાઇ સાથે મલી જઈ કઇ હીકમત કરવાનું ગોઠવ્યું.

ડોસાભાઇને દારબ એકજ બેંકમાં નોકરી કરતા હતા. થોડાં દિવસ પછી દારૂબ શીકનેસને લીધે ગેરહાજર રહ્યો, તે તકનો લાભ લઈ દોલનના પપાની શીખવણી મુંજબ ડોસાભાઇએ ન જણાય તેવી રીતે દારબના ચોપડામાં આકડાઓની ફેરફાર કરી કેટલાક રૂપ્યા ઉચાપન કીધા, અને તેનો આરોપ દારબને માથે ચોંટાડયો, દારબ જ્યારે

શીકનેસમાંથી ઉઠી બેંકમાં પાછો ફરયો ત્યારે પોલીસ પાસે તેને પકડાવ્યો.

તે પછી દોલતને તેના પપાએ દારબ બદમાસ હોવા રીશે જણાવી ડોસાભાઈ સાથે પરણવા ઘણુ બી સમજાવ્યું પણ તેણી એકની બે થઇ નહી. તેણીએ કહયું મારો દારબ એવું કામ કદી કરેજ નહીં, છતાંબી ગમે તે થશે તો બી, હું તો એની સાથેજ પરણુશ.

તપાસ ચાલી જે દરમ્યાન જણાયું જે બેંકના ચોપડામાં ફેરફાર કરેલા અક્ષરો દારબના નહી પણ કોઇ જુદાજ માણસના હતા, અને દારબની સીકનેસ દરમ્યાન કોઇએ આ કામ કરયું હતું એમ પુરવાર થવાથી દારબને શકનો લાભ આપી છોડી મુકયો, કોર્ટના ચુકાદાથી ડોસાભાઇ પોતાનું પાપ ફુટવાની ધાસ્તીથી માંદો પડયો, દોલતના પપા બી ઉપલા કોર્ટના ચુકાદાથી ચાંઇ પડી ગયા અને ખુદરતની સરજત આગલ કાંઇ વલવાનું નથી, એમ માની દારબ ને દોલતના લગન એકમતથી કરી આપ્યાં ને તે દીનથી તેવણ કંજુસપણું છોડી દઇ સુખ શાંતીથી જીંદગી ગુજારવા લાગ્યાં.



ધણીઆણી—(ધણી આગલ દાહી થતા) વાહલા મે આજે સ્વપ્નામાં જોયું કે તમે મને એક સારી અપાવોચ.

ધણી—કોણે ત્યાંથી વાહલી ?

ધણીઆણી—ઇસાઅલીને ત્યાંથી.

ધણી—વારૂ ત્યારે હું સ્વપ્ના ઇસાઅલીને પૈસા આપી આવશ.

× × × ×

સાવક—(પાસેના ભાડુત સુનાબાઇને) સુનાબાઇ હું કોણના જેવો લાગુચ મમાના જેવો કે પપાના જેવો.

સુનાબાઈ— બેઉના જેવો

સાવક—તે કેમ ?

સુનાબાઈ—મમા જેવો કમજાત ને પપા જેવો જુઠો.

× × × ×

શીક્ષક:—(છોકરાને) એમ ધાર કે મારી પાસે ૨૫) હજાર રૂપીઆનુ ઘર છે ને એવા છ ઘર મારી પાસે હોય તો તે સઘલાં ઘેરના કેટલા રૂપીઆ થાય !

છોકરો:—બાપરે દોઢલાખ રૂપીઆ તમો લાવીયા કયાંથી ? તમારો પગાર ફકત ૩૦ રૂપીયાનો છે કાંઇ છેલ્લા હુલ્લડમા લુંટ ભુટ ચલાવી હતી કે !

× × ×

માસ્તરઃ—છોકરાંઓ ? કાંઈ અકસમાતથી બન્યુ હોય તેનો એક દાખલો આપો.

પેશીઃ—સાહેબ, મને આવડે છે.

માસ્તરઃ—બોલ જોઇએ !

પેશીઃ—સાહેબ, અકસ્માત એવો થયો કે મારાં મમા અને પપાના લગન એકજ દીવસ એ થયા.

× × ×

બે સી ચોરાવાલા દોસ્તો રેસની સહેલ કરવા નીકલયા એક ત્રીજો આદમી આમાથી ધકકા મારી પસાર થઇ ગયો એક દોસતએ બીજાને કહ્યું એ માણસ જંગલી જેવો જણાઇ છે જોયું આપુંને ધકકો મારી તે ચાલ્યો ગયોં તેને મજાહ ચહાડવી જોઇએ.

બીજોઃ—એને તો અત્યાર અગાઉની મજાહ મલી ચુકી છે કારણ એનો ઘડીયાલ છેડો મારી પાસે આવી ગયો છે.

(ચીચોશવાલા કે ખીસા કાતરૂ વાલા !)

× × ×

માસ્તરઃ—બોલ કેકી ૧૯૨૧ ના સાલમાં શું બનાવ બન્યો હતો.

કેકી:—સાહેબ તમારા ઉપર ઘેરવાલો તાચ લાવેલો તે તમે મુંબઇ છોડી થોડો વખત ગામ નાહસી ગયા હતા.

( માસ્તરનુ કોહું ભોંઘ.)

× × ×

ડાકટર:—ફૂલી તારી જીભ દેખાડ જોઉ ?

ફુલી:—નહી બા હું નહીં દેખાડુ.

ડાકટર:—કાંય ?

ફુલી:—કારણ કે કાલે મેં મારા માસ્તરને દેખાડીતી તે તેવણે મને નેતર નેતરે મારયો.

× × ×

પપાજી:—દીકરા પેસી તને સરમાઉ જોઇએ કે તારી નાની બેન કેટલા બધા ઇનામો અને સરતીફીકેતો જીતી આવીચ,

પેસી:—પણ પપાજી એમ તો મારી પાસે બી એક સરતીફીકેત છે.

પપાજી:—(ખુશ થતા ) છે સરતીફીકેટ શાની છે વારૂ ?

પેસી:—મને સ્કુલમાંથી કાહધી મુકયો તેની છેની.

× × ×

મીનુઃ—જહાંગીર આપશે દોસ્ત જાલ કેમ છે,

જહાંગીરઃ—મજાહમાં, હાલમાં તોતે ટેક્ષીમાં ફરેચ.

મીનુઃ—વાહ ત્યારે તો એનું નશીબ ફર્યું.

જહાંગીરઃ—નહીરે એતો ટેક્ષીનો સોફર છે.

× × ×

ધણીઆણીઃ—વાહલાં હું ધારૂંચ કે તમે મારી સાથે પરણ્યા પછી એક બી ગુણા કીધો નથી.

ધણીઃ—હા પણ મે છેલ્લો ગુણા એજ કીધો કે હું તારી સાથે પરણ્યો.

× × ×

મેજીસ્ટ્રેટઃ—તે આય મોટર કાય ચોરી.

બંધવોઃ—સાહેબ મને મારવાડીને પૈસા આપવાના હતા તેથી.

મેજીસ્ટ્રેટઃ—તે આંય મોટર ચોરી તેથી હુ તુને ૨૦૦ દંડ કરૂચ,

બંધવો—વારૂ સાહેબ, મોટર વેચી પહેવે દંડ ભરસ ને પછી મારવાડીને આપશ.

(બંધવો હોશીયાર તો ખરો.)

+ = +

# "પરેગા જબ બુજેગા"

"ઓહ બચાવો કોઇ, ગરીબની હાદ લેવો"

"ડ્રાઇવર, મોટર થોભાડ," તે જવાન મોટરમાંથી બોલ્યો. અને પોતાની મોટરમાંથી નીચે ઉતરી જોઈ છે, એક જવાન નારીને ફસડાતી, "તું કોણ છે, અને તું રડે છે કાંઇ," તે જવાનએ પુછયું.

"શેઠ , મારૂં કાંઇ સગુ વાંહલું કોઇ નથી. અને હું આ તમારી મોટર નીચે આવી ગઇ છુ." તેણી બોલી "વારૂ તમારૂ નામ શું," તે મગરૂબીથી બોલ્યો.

મારૂં નામ આલુ આઇ બારા છે. તમારૂં નામ શુંજી."
"મા હું સર પેસોતનજી પટેલ Bart. નો નબીરો છું "
તે બોલ્યો અને આલુને ઉંચકી મોટરમાં મુકી આગલ હુંકારવા કહયુ.

આલુ એક ૨૫) વરસની રંડાયલી છોકરી હતી, રંડાયલી હતી, છતાં તેણીમાં કુંવારી પણાની Bauty હતી, તેણી ગરીબ હતી, અને તેથીજ તેના ધણીનું મરણ થોડાક મહિના પર થયું હતું. સર પેસ્તનજીનો નબીરો શોરાબ એ B. A. ની ડીગ્રી મેલવેલી છે, અને આસરે ૩૨) વરસ નો જવાન ગરણેલો છે. અને એક છોકરીનો પીતા છે. આ

આ વાત ચાલે છે, ત્યારે તેના માય; બાવા, ધણીઆણી અને છોકરી માથેરાન હવા ખાવા ગયા છે, અને શોરાબ અંહિ મુંબઇમાં પોતાણા Shipping ના બીઝનેસમા ધ્યાન આપે છે. આ તકનો લાભ લઇ તે આંલુને પોતાણાના "મલબાર મીનોરા"મા લઇ જાય છે.

× × ×

" આંલુ, તું કેમ છે! તારી તગીયત કેમ છે." શોરાબ તેણીનુ માંથું પસવારનાં બોલ્યો.
"શેઠજી, મને કાંઇ નથી, હું કયાં છુ, તમારે ત્યાં કોઇ બાઇ માણુસ નથી." તેણી બોલી.

" તું ગભરા ના હુ તારી બરોબર માવજાત કરસ." શોરાબ બોલ્યો "નહિ બસ મને જવા દેવો. મારૂ આ ઘેરમા કાંઇ કામ નથી." તેણી આંખમાં આંસુઓથી બોલી "તું હમના તો અંહિ રેહ પછી હુ તને લઇ જવશ." શોરાબએ પોતાની દયાનત બગાડતાં બોલ્યો.

"શેઠજી, તમારા કેહવાથી હુ આવતી કાલે જઈશ," જરા મને પાણી આપશો," તેણી અચરતીથી બોલી.

શોરાબએ ટેબલ પરથી તેણીને પાણી આપયુ પાણી પીવા તેણીએ પોતાણી આગલી પાછલી શોરાબને કહિ સંભલાવી

× × × ×

શોરાબ આ છોકરી પર એટલો દીવાનો બનતો ગયો કે તે પોતાણી પરણેતર પર પણ કાગળ લખવાનુ વીસરી ગયો અને આખો દીવસ ઘેરે બેસી આંલુ સાથ પયાર કરતો હતો. ધંધો પણ નરમ ચાલતો હતો. "ઓહ આંલુ હુ હજીન કુંવારો છુ અને તું રંડાયલી છે તે છતા હું તને ખરા દીલથી ચાહુ છું." સોરાબ જુઠ્ઠુ બોલ્યો.

"સોરાબજી ... .... ...."

"નહિ બસ મારૂ આજથી નામ સોરાબજી નહિ પણ "લવ"

" વારૂ, મારા લવ, પણ તમારા પપા અને મમાં objection લેસો તો હુ કયા જવશ." તે ઠગારી છોકરી બોલી, અને સોરાબની છાતી પર પોતાણુ થંડુ માથુ મુકયું, શોરાબ એ આ તકનો લાભ લઇ તેણીને ચુંબનથી વધાવી લીધી, તે લોક તો બસ ચાર ચોખો છંતાવાની રાહ જોતા હતા, તે એટલામાં શોરાબ તાવથી પટકાયો, તે છતાં પણ તેણે પોનાણી ધણીઆણી અને માત પીતાને કાંઇ જણાવયુ નહિ. થોડાક દીવસ બાદ તે લોક એ સુરત નાસી જઇ લગન કરવાનો તાગડો રસીયો સુરત જવા અગાઉ તેને પોતાણી પરણેતર પરતાર કીધો કેઃ—

" Going for Ahmedabad—Will soon return," do not be afraid of me; remember me, dear

"Lohl"

આવી રીતે પોતાણી ધણીઆણીનુ રજીયા લોઠનાર સોરાબએ જુઠો તાર કીધો. જ્યારે તેણીને તાર મલ્યો ત્યારે ત્યારે શું તેણીએ મારૂં માન્યુ! આહ! ખચીતજ તેણીએ ખરૂ માની ચુપચુપ બેસી રહિ હિમતવાન છતાં કેમ આકલી

× × ×

ધમ, ધમ કરતી તે લોકની ટ્રેન ચાલી ફરસત કલાસ માતે લોક બેઠેલા અને કોઈ નહિ જોય તેમા can be seen at every moment" પણ ખચીતજ તે લોક તને ટીકીટ ઈન્સ્પેકટર disturb કીધા. જેમ સ્ટેશન કુદાવતી ગાડી ગઈ, તેમ તેમ તે લોકનો જીવ અધીરો પડતો ગયો અને "સુરત"ના સ્ટેશન પર ગાડી આવી પોંહચી. "ઉતાવળથી આબા ન પાકે" તેમ આંલુ ઝડપથી ઉતરવા જતા તેણીનો કુમલો પગ સડી ગયો. અને તેણીનો પગ મોચડાઈ ગયો. તુરત તેણીને ઉંચકી ડાકટર મીસ્રીની સારવાર હેઠલ ત્યાં ધરમ સાલમા લઈ જવામા આવી બીજે દીવસ એ "જામે"મા ખબર આવી કે "સર પેસ્તનજી પટેલના નબીરા શોરાબના ધણીઆણીને સુરતમાં અકસ્માત' અંતે સોરાબએ તેણીને પોતાણી ધણીઆણી તરીકે ઓલખાવી ખરી જ્યારે શી રીત (સોરાબની ધણીઆણી)એ વાંચ્યુ ત્યારે તેની મુંબઇ આવી "ઓહ લવ, મારૂ આવી બન્યુ બહુ દુઃખે છે. ઓહ આકરાં આવે છે, ડાકતરને બોલાવો" આલુ કલગીરીને બોલી.

"ઓહ, આંહુ તું શોભ હુ બોલાવુ છુ" શોરાબ રડતો રડતો બહાર જઇ ડોક્ટર મીસ્રીને બોલાવી લાયો ડોકટર એ તો જીવવાની આસા મુકી દીધી છતાં "Hoping against hope" યાદ રાખી ઇંનજેકશન આપ્યુ, અને પોતાથી બનતું કરયુ અને શોરાબને રડતો નરમ પાડયો એટલામા બારણા પર ત્રણ તકોરા પડયા, અને દાકટરએ બારણુ ખોલ્યુ અને શીરીન અંદર દાખલ થઇ, શોરાબ એકદમ ગભરાઇ ગયો અને પોતાણી બૈરી પાસે પગે પડયો.

"ઓહ, શીરીન તું મને માફ કર, હુ દીવાનો બની ગયો, અને આવુ કામ કરયુ છે." શોરાબ ઠરઠર ધુજતા સાદે બોલ્યો.

"ઓહ! મારાં લવ, મને મલ, બસ મારૂ આવી બનુ મને ખુદા બોલાવે છે ઓહ! ખુદા, મારા શોરાબને મારી જેવી બીજી કમીની ધણીઆણીના આપતો એનુ ભલુ કરજે, ઓહ ખોદા ભલુ કરજે ઓહ હું ચાલી" અને તેણીએ પોતાણી જીવનો આવી રીતે અત આણ્યો તેણીની લાસને મુંબઈ લાવી "મલબાર મેનોર"માથી અવલ મંજલ પહોચાડવામા આવી હતી.

શોરાબને આથી જબરદસ્ત ફટકો પડયો, અને દોસ્ત સગા વાહલામા પણ હીણવામા આવ્યો પણ તેનાથી વધારે

તેને પોતાના બાપના ઘેરમાથી ધણીઆણી અને છોકરી સાથે બહાર જવુ પડયુ પણ આખર કરે ને માતા, આતલાં ૩૨ વરસ સુધી માતાની ગોડમા રહેલો દીકરો અને ધણી-આણી અને છોકરીને પાછા બોલાવવામા આવ્યા હતા.

શીરીન એક ખરી ધણીઆણી તરીકે વફાદાર રહિ, અને તેને માફ કીધો, અને તેને એક "Thorongl gentleman બનાવ્યો. સવ સારૂ તેનુ સેવટ સારૂ.

## ઢીંગા મસ્તી.

ચોરો આયા કરવા ચોરી, ખાઇ ગયા દારની પોરી,
પોરી લાગી તદન મોરી, ચોરી ગયા બુતની જોરી.

+ + +

મે જોયો રસ્તો ઘોરી, ત્યાં ચાલતીની એક પોરી,
ઉતી મજેની ગોરી ગોરી, મન થાય જાઉ દોરી દોરી.

+ + +

બમન બબરચી ઉતો બતકો ખાધે મરતો રેશમી કટકો,
મચ્છરે મારયો જોસમાં ચટકો, તે સજ્જડ લાગો ઝટકો.

+ + +

ગુસ્તાદ હતો અરધો ગાડો, ખાતોતો હમેશ કાડો,
બઇરાએ મારયો છુત્તો હાડો, તેથી પરયો એ માડો.

+ + +

જમશેદ જમાલગોટો, ઉમરે હતો છોટો,
માસ્તરે મારયો સોટો, તેથી પકડયો ટોટો.

\+ + +

કાવસજી કનજુસ, પીતાતા દરરોજ લેમજુસ,
ઓઢતાતા બનદુસ, ઉતા સદનતર અનદુસ.

\+ + +

મેહેરજીભાઈ માંકો, તેના બાગે ધરી કીધો તાકો.
દાહરો આયો વાકો, તેથી મારયો મમરાનો ફાકો.

\+ + +

કાવસજી કાકરી, જાય દરરોજ ચાકરી,
લઈને લાકરી, બઈરી લાયા ફાકરી.

\+ + +

પેસ્તનજી:—નશરવાનજી હું આપઘાત કરવા માંગુચ તેથી તમારી પીસ્તોલ મને આપશો.

નશરવાનજી:—હા, પણ તે એક શરતે.

પેસ્તનજી:—શું શરતે ?

નશરવાનજી:—પહેલે મારી બઈરીને મારી નાખજે ને પછી તું આપઘાત કરજે ?

(નશરવાનજીની બઈરી કેવી હોશે)

\+ + +

# બે સવાલનો એક જવાબ

દરેક ઘરમાં શું હોવું જોઇએ ?
એક સ્ટેશનનું નામ કહો ? જવાબ-(દાદર)

ઇંગલીશમાં એકને શું કહે ?
જંગલનું બીજુ નામ શું ? જવાબ-(વન)

શરતના એક ઘોડાનુ નામ કહો ?
એક મોટરનો મેકર કહો ? જવાબ-(બ્યુક)

નાહ્યા પપેતાને શું કહે ?
પારસીઓના નવા વરસને શું કહે ? જવાબ-(પપેતી)

ગુજરાતમાં શું થયું હતું ?
પાતાનું બીજું નામ શું ? જવાબ-(રેલ)

ઉતારૂઓને શું કહે ?
એક ટ્રેનનું નામ શું ? જવાબ-(પેસેન્જર)

એક ખાવાની ચીજનું નામ કહો ?
એક સ્ટેશનનું નામ શું ? જવાબ-(મમરા)

છોકરાઓ ચોપડીને શું કરેચ ?
પરબીડાને શું કહે ? જવાબ-(કવર)

મીઠાવાલી ચીજ કેવી હોય ?
એક પારસીની અટક કહો ? જવાબ-(ખારી)

ભીખારીઃ—શેઠ એક દોરચું આપો ખોદા તમારૂ ભલું કરશે.

રૂસ્તમજીઃ—(નાના જીવના હોવાથી) પૈસો તો આપુ પણ ખોદાય મારૂ ભલુ નહી કરે તો પૈસો મને પાછો આપશે કે ?

\+ + +

દીકરોઃ—પપાજી તમે મને કાલે કહેલું કેની કે તને હમેશ મારી નકલ કરવી.

પપાજીઃ—હાશ તો વરી ?

દીકરોઃ—(મમાંનાં દેખતાં) કાલે તમે પાસેના પીરોજા સાથે જેમ પ્યાર કીધેલો તેની મે આજે બરાબર નકલ કીધી.

(મમાંએ પપાને શું કીધું તેની ખબર નથી)

\+ + +

માસ્તરઃ—રૂશી ખોદાયજી કયાં છે ?

રૂશીઃ—સાહેબ આપરા કલાસમાં.

માસ્તરઃ—બીજે કયાં છે ?

રૂશીઃ—સાહેબ બીજે કયાં છે તે હુ જાણુતો નથી ?

માસ્તરઃ—ત્યારે તે કેમ જાણ્યુ કે ખોદાયજી આપરા કલાસમાં છે.

રૂશીઃ—સાહેબ પેલો છેલ્લા બાજત પર પેસી બેઠોય તેની અટક ખોદાયજી છે.

\+ + +

# બે સવાલનો એક જવાબ

પારસી છોકરાનું નામ કહો ?
એક પારસી રોજનું નામ શું ? જવાબ-(બેહેરામ)

હીન્દુઓ ખોદાયજીને શું કહેચ ?
એક પારસી રોજનું નામ કહો ? જવાબ-(રામ)

પગમાં શું પેરીએચ ?
દરીઆમાં શું આવે ? જવાબ-(મોજા)

એક મચ્છીનું નામ શું ?
એક મીઠાઈનું નામ યહો ? જવાબ-(હલવો)

નાલ્લી છરીને શું કહે ?
ખાણુના વાસણને શું કહે જવાબ-(ચપ્પુ)

આંજની અંદર શું આવે ?
સોયમાં શું પોહીએચ ? જવાબ-(દોરો)

ફુટબોલમાં શું થાયચ ?
એક મચ્છીનું નામ શું ? જવાબ-(ગોલ)

એક પારસી બાઈનું નામ કહો ?
પૈસાનું બીજું નામ શું ? જવાબ-(જર)

એક હીન્દુ બાઈનું નામ કહો ?
હીન્દુઓના, નવા, વરસને શું કહે ? જવાબ-(દીવાલી)

ડાકટર:—આચ તાપની શીશી તમારી બઈરીના મોઢામાં મુકી કહેજો કે બેથી ત્રણ મીનીટ વેર મોઢુ બંધ રાખે.

ધણીઃ—પણ ડાકટર એવી શીશી આપોની કે જેથી એનુ મોઢુ બેથી ત્રણ કલાક વેર મુગુ રહે.

( ગરીબ બીચારો ધણી )

મોટરવાલો:—( અકરાતો ગભરાતો નવરોજી આગલ આવીને ) નવરોજી મે તમારા, સાસુજીને હમણાજ મોટર તરે દાબી નાખ્યા.

નવરોજી:—( મોટરવાલાનું કાંઇબી આગલ સમજ્યા વગર ) બોલ બોલ તુને કેટલા રૂપ્યા ઇનામ આપુ.

( સાસુ બરી કમજાત હોશે. )

\+ + +

માસ્તરઃ—બોલ કેકી હુ તીખખો કયારે ઘાકચ.

કેકીઃ—તમારી બઇરી કઇ માગે ત્યારે.

\+ + +

૧ લો દોસ્ત:—આજે તો મે મોટર અટકાવી.

૨ જો દોસ્તઃ—ત્યારે તો તું સેન્ડો હશે.

૧ લો દોસ્તઃ—અરે નહીરે, એ તો હુ મોટર નીચે આવી જતોતો તેં બુમ પાડી, મોટર અટકાવી હવે સમજ્યો.

\+ + +

માસ્તર:—બોલ જોઉ રૂશી શું જોવાથી મારી આંખને ઠંડક લાગે.

રૂશી:—સાહેબ તમારી બઇરી મહીરે જાય તે જોઇને.

+ + +

ભીખારી:—હૂ વાત લખનારો છુ ને મે એક વાત લખીચ તેનું નામ સો રીતે આપરે પૈસા કમાઇએ એમ આપયુચ.

શેઠ:—ત્યારે તું ભીખ કાંય માગેચ.

ભીખારી:—સો માંની પૈસા, કમાવાની આ એક રીત છે.

---